હતા તે સુચવનારા કેટલાક વચનોના ઉતારા "દિગંબર જૈન" માથી અહિ આપવા ઉપયોગી થઇ પડશે

"શેઠ માણેકચદજીનુ નામ સર્વ સ્થળે ઘરગથુજ હતું દિગંબરીમાં એમના કરતા વિદ્યા અને સમૃદ્ધિમાં વિશેષ બીજા ઘણાએ પુરૂષો છે, પણ શેઠ માણેકચદજી સ્વભાવ, ઉદારતા અને જાતિભોગાદિને લીધે આખા હિંદના દિગંબરજૈનોના એક રાજા યાને વૉઇસરૉય જેવા હતા."

"આ મહાન નરના વિયોગથી દિગંબરજૈન કોમે એક મહાન સચાલક ગુમાવ્યો છે અને તેની ખોટ કદિ પણ પૂરાઇ શકવાની નથી"

"હજારો માણસ તરફથી ભલી બુરી સુણીને પણ, કામ કર્યાનો કઇપિણ બદલો મેળવવાની આશા વિના નિસ્વાર્થપણે પોતાના કર્ત્તવ્યમા મરતા સુધી દત્તચિત્ત રહેનાર પુરૂષને મહાત્મા નહિ તો બીજુ શુ કહેનાય? ધન્ય છે તેવા પુરૂષને અને ધન્ય છે તેની જનનીને કે જેણે આવા મહાત્માને પોતાની કુખે અવતાર આપ્યો"

"એમના જવાથી, એમના નામથી જાણીતા એવા પ્રત્યેકજને કાંઇને કાઇ ખોયુ છે કુટુબીઓએ અનુકરણીય મહાત્મ્ય દષ્ટીમાથી જતુ જોયુ છે, મિત્રોએ હૃદયનો વિશ્રામ ખોયો છે, લોકોએ ચારિત્ર્યનો ઉત્તમ નમુનો ખોયો છે"

પદાર્થ માત્રનુ મૂળ બધારણજ ત્રિગુણાત્મક હોવાથી પૂર્ણ નિર્દોષ તો જગતમા કોઈ અને કશુજ હોઈ શકે નાહ, છતા કોઇ મતભેદ, શુભ કાર્ય-કીર્તિ મેળવનાર પ્રત્યેની અસહનતા કે એવા પોતામાનાજ વિકારોને લીધે શ્રેષ્ઠ પ્રસિદ્ધ પુરૂષોમાં દોષારોપ કરનારાઓ તેમજ અલ્પ-**સ્વલ્પ** દોષને મ્હોટા જોઈ પ્રકટ ઉત્તમ ગુણોને ન્હાના જોવામા

પોના હૃદયરૂપી દુરબીનનો ઉંધો ઉપયોગ કરનારાઓનો પણ જગતમાં તોટો હોતો નથી. એવા મનુષ્યોના કુકથનને અવકાશ આપવા કરતાં અમે તેમને ભલામણ કરીશું કે સ્વ૦ શેઠજીના જગપ્રસિદ્ધ ઔદાર્યનું દર્શન અને અનુકરણ કરીને તેમણે પણ સ્વપરનું હિત સાધવું. આવી કાગદ્રષ્ટીવાળાઓની દયાપાત્ર સ્થિતિ માટે દયાની ભાવના કરી, માણેકચંદજીનાં પરોપકારી કાર્યોથી મુદિત થઇ જણાવીશું કે તેમનું સુચરિત્ર વર્તમાન શ્રીમાન અને ઉદારવર્ગ માટે બોધપ્રદ અને અનુકરણીય છે. જે દેશના ધનિકોનો મ્હોટો ભાગ ઉદારતાને કુરજરૂપે સ્વીકારીને તેને પોતાની સમીપે જ ન આવવા દેતો હોય, અને જો કદાચ આવી જાય તો માત્ર બાહ્ય કીર્તિનો એકાદ પોલપોલ આડંબર કરવામાં કે તાંતો દરાવવાઓને, એદીઓને કે ધનિક ધર્મગુરૂઓને ધનમિષ્ટાન્નથી અધિક પુષ્ટ કરવામાં તેનો ઉપયોગ કરવામા કૃત કૃત્યતા મનાતી હોય; અજ્ઞાન અને તજ્જન્ય અનેકવિધ દુઃખદૈન્યમાં પોતાના લક્ષાવધી જ્ઞાતીબધુઓ અને કોટયાવધી દેશબધુઓ રીબાયા કરતા હોવા છતાં જે દેશના મ્હોટા ભાગના ધનિકો તેને જોઇ શકવાનાં ચક્ષુઓ અને સ્હમજી શકવાની સ્હમજશક્તિથી બેનશીબ હોય; એવા દેશમાં પોતપોતાની જ્ઞાતિ માટે પણ લાગણી ધરાવીને સહાય પાત્રોને જ્ઞાનદાન આપવામાં સ્વધનનો ઉદારતાથી વ્યય કરનારા માણેકચંદજી જેવા સહસ્ત્રાવધિ ઉદારાત્માઓની આવશ્યક્તા છે. આ આવશ્યકતા પૂરી પડે અને ધનવાનોમાં ઉદારતા સાથે દેશકાળાનુરૂપ દાનમાર્ગોની સ્હમજણ આવે, એ ભાવનાપૂર્વક સ્વ૦ ના આત્માને અધિક શાન્તિ ઇચ્છી આ ઉલ્લેખ સમાપ્ત કરીશુ.

